# સતવાદી રાજા

## हरीश्चंद्र तारामती नाटक

नो ओपेरा.

૪૫૩૭

---

દ્વીઅંકી.

રચનાર

**મોતીભાઈ નાથાભાઈ મહેતા.**

डाकोर गुण ग्राहक सभानां सुभेच्छक.



છપાવી પ્રસિદ્ધ કર્તા

બુ. જમનાદાસ લલુભાઈ પુસ્તકવાળા.

અમદાવાદ આર્યોદય પ્રેસ.

( સર્વે હક્ક પ્રસિદ્ધ કર્તાને સ્વાધીન છે. )

સન ૧૮૯૦—સંવત ૧૯૪૬.

કિંમત રૂ. ૦—૨—૩ પાઈ.

૪૬૩૭

# हरीश्चंद्र तारामती नाटक

## नो ओपेरो.

---

## अंक १ लो.

---

### પ્રવેશ ૧ લો.

**સ્થળ**—( નારદનું એકાંત ભુવનમાં વિચારવું. )

**નારદ**—પ્રભુ તોરે નાગરી લેહ મોહે લાગી. એ રાહ.

આરે ચેન આજ નથી મુને પડતું,
સંપ દેખી ખરે પેટ ખડતું. આરે ચેન૦
બ્રહ્માનો સુત નારદ કહાવું,
જોઇ ઠરૂ જન લડતું;
ઘણા દીવસથી ટંટો ન ભાળ્યો,
માટે ચીત બબડતું. આરે ચેન૦
જાવું ઝટ સુરેશની પાસે,
છે સાલ એક આ નડતુ;
ગઝા પડે જોવાની જયારે,
માંહો માંહી લડી રડતું. આરે ચેન૦

**સ્થળ**—( ઇંદ્ર રાજાની સભામાં નારદજીનું આવવું )

### રાગ—બનજારા.

કરો કર્તા બધે કલ્યાણ, અચળ આભમાં જ્યાં લગી ભાણ;
સઘળે વ્યાપક ઈશ્વર એક, જેવી આસ્તા તેવો ટેક;
તેવુ જન મન ધરે ધ્યાન, અચળ આભમાં જ્યાં લગી ભાણ.
મહાકાળી અને મહાદેવ, કરે કંઇક વિષ્ણુની સેવ;
ચંડી કાંઇ ભજી આપે દાન, અચળ આભમાં૦
પણ આખર એકનું એક, હોય છેક ન નેક વીવેક;
તો તો જાણો બધુ ધુળધાણ. અચળ આભમાં૦
ખરા ભાવે ભજે ઈસ્ટ દેવ, તો તો પામે સદા સુખ મેવ;
વદે વેદ સદા સત્ય વાણ, અચળ આભમાં૦

(એટલામાં મહામુની વસીસ્ટ અને વીશ્વામીત્ર આવે છે તેમને રાજા ઇંદર આદરસત્કાર પૂર્વક હાથ જોડી નમન કરી કહે છે.)

### રાગ સોરઠો.

ઇંદ્ર— ભલે પધાર્યા આપ, પાપ નીવારણ સૌ થયું;
ગયો બધો પરીતાપ, પાવન પગ ધરતાં થયો.

[રાજા ઈન્દર નારદ પ્રતે અરજ કરે છે.]

### છંદ ત્રોટક.

વિનતી મુજ રંકતણી મહારાજ, સુણી કહેશો તમ દાસને આજ;
કરે કુણ મૃત્યુ વિશે મુનીરાજ, કૃપા કરી સત્યં કહો શીરતાજ.

### ગજલ.

નારદ.— સૂરપતી કહુ તે વાત માનજે ખરી,
છે પૂરી અયોધ્યા, પૂન્ય દાનથી ભરી.

રાજનાં શીરતાજ હરીચંદ્ર જો ઠરી;
સત્યનો સનેહી છે અસત્યનો અરી.
વાળી સુત રામ દુત ના ડગ્યો જરી;
ભીમક સુતા સુર તજી નળને વરી.
જાય રસાતાળ નીર નેવનાં ફરી,
મુકે નહી રાય સત્ય જાય જો મરી.

( મુનીવસીસ્ટ અને વીશ્વામીત્ર નારદનાં વચન સાંભળી અન્યો અન્ય અરજ કરી કહે છે.)

**રાગ સદર.**

**વીશ્વામીત્ર**— વિધી સુત શ્યાં વદો છો એ તમે વચન;
જોયો નહી જનુની જાગો કોઇરે રાજાંન.

**ઇંદ્ર**— **રાગ બનજારા.**

છાંડો છાંડો મુની તકરાર, એનો કોઇ ન પામે પાર.
હોય હામતો કરો કબુલ, હારે તે કરે તપ ફળ દુલ;
ખાલી કલેશ કરી ખુવો ભાર. એનો કોઇ૦
મુની વસીસ્ટ વિશ્વામિત્ર, બને રૂશી ગહા પવીત્ર;
તેમાં કોણ જીતે ને કોની હાર. તેનો કોઇ૦

**વસીસ્ટ**—છે કબુલ મંજુર મારે, કોણ જીતે ને કોણ હારે.
હારે હમ એમાંથી રાય, તેનું નીષ્ફળ તપ ફળ થાય.
જીવતાં માન વાધે સંસારે, કોણ જીતે ને૦

**વીશ્વામીત્ર**-સુણ નૃપતી મમ એક વાત, કોની કરશો નહી પક્ષપાત;
આપો યગ્ની યગ અવીનાશ, રાખો વસીસ્ટ આપની પાસ.
કરી ફતેહ આવુ સાક્ષાત, કોની કરશો નહી પક્ષપાત.

**વસીસ્ટ**— થાય એટલુ કરી લેજો, દુખ દેવાય એટલું દેજો;
નહી ચળે પ્રતાપી સુરી જાત, કોની કરશો૦
કરશે સહન સઘળુ શીશ, ખસુસ ખાત્રી નહી કશી રીસ;
સત્યવાદી સુરેશ વિધાત, કોની કરશો૦

**વીશ્વામીત્ર**—[ મનમાં વીચાર કરે છે. ]

**રાગ ગજલ.**

ક્રોધ વાદ કીધો આ વસીસ્ટ સંગાથે,
પ્રતેહ ફેગ પામું સરતની બધી વાતે;
રાખનાર પત્ય સત્યનો ત્રીલોકી નાથ;
અફસોસ કીધાથી થશે ના આ સમે નીરાંત.
ચાહ્ય તેમ થાય સત્ત તજાવું રાયનું,
તો તો લાજ જાય કાય શાંન્ત થાય હું;
ચાલ ફેગ વાર હવે હું, કરૂં ઉપાય;
જેથી રાય સહીત પ્રજા દુઃખણી ગણાય.

——×——

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—હરીશ્ચંદ્રની સભા.

**હરી[illegible]**—સત્યકીર્તી—ખેડુતો—સેવકો વીગરે.

**ઓહાદ મુજયાદહે.** એ રાહ.

**હરીશ્ચંદ્ર**— કહો સચીવ વર્ણવીને રાજનું વૃતાંત;
મમ પ્રજા દુખી કે સુખી ભાગો મનની ભ્રાંત.

**છંદ તોટકની ચાલ.**

**સત્યકીર્તી—** સુભ કર્મ અસુભ ન ધાર નરેશ,
બહુ બહુ પામતો વીસ્તીર્ણુ દેશ;
નગરમાં છે સલાહ બધા આપના,
નથી ચોર ચુગલ જનાહપના.
કળા કૌશલ્યતા ને હુનર ઘણા,
વધે વિદ્યા બધ નવ લેશ મણા;
નિત્ય ધ્યાન તથા પૂન્ય દાન તણા.
છે ભરેલ કોઠાર અહો બમણા,
નથી ખોટ જરા છે ખજાન ભરા,
અતી આપતી ઉત્યગ પાક ધરા;
પડયા બંધન થઇ અરી આપ ખરા,
નૃપતી ન પ્રજા ગન શોક જરા.

( એટલામાં વીશ્વામીત્રના બે ચેલાઓનું આવવું. )

**બે ચેલાઓ— લેલી લેલી પોકારૂં મેં બનમેં એ રાહ.**
અરે સૂર્યવંશી સત્યવાદી,
સદા ચડતી મળોને આબાદી;
ચાલી કીર્તી તું અગરના સુધી,
નથી દાનેશ્વરી મોટા તુંથી.

**હરીશ્ચંદ્ર—** તે સૌ જસ બધા આપ પ્રતાપે,
ગનુજાતી ભર્યું તન પાપે;
હોય આજ્ઞા તે દાસને કીજે;
ઇચ્છા આપની તે માગી લીજે.

**ચેલાઓ—** અમો આવ્યા છીએ પલ વેલા,
છીએ વીશ્વામીત્રના ચેલા.
કરવો યજ્ઞ મોટો વીલક્ષ,
જોઇએ સોના મોહોરો ગણુ લક્ષ.
( એટલામાં ખેડુતો પ્રવેશ કરે છે )

**છંદ માલની.**

**ખેડુતો—** નરપતિ ઉર ધારો, વિનતી ખેડુતોની;
અભય દઈ વિદારો, દુખ સનમુખ જોની.
કવણ મલકમાંથી આવતાં ટોળે ટોળાં,
નજર વજર થાતાં, મારતાં બાળ ભોળાં.

**ગીતીની ચાલ.**

રાની પશુઓએ મહારાજા ધરતીથી ધાન્ય ટાળ્યું;
ખઈ દુઃખ દઇ અમને કઠોર વચનો કહી વેર વાળ્યું.

**ખુશ રહો સનમજા મેરે વીધાતા વેરી. એ રાહ—**

**હરીશ્ચંદ્ર—** આળસ છાંડી સામંતો, કરો તૈયારી,
ખઇ અન્ન કરી રૈયત મારી દુખીઆરી;
આવે અવસર મન દયા તમે ના ધારો,
જ્યાં દેખો ત્યાં રાની પશુઓને મારો.
બરછી ભાલા લ્યો હાથ ગ્રહો તલવારો;
કસ કસી કમર બંધમાં કસોની કટારો.
સજ થાઓ હું સૌ આવ્યો જઈ અવાસે,
નહી બેશી રહુ તે ઠામ પ્રીયાની પાસે.

———×———

## પ્રવેશ ૩ જો

**સ્થળ**—અંતઃપૂર. તારામતી, દાશી ને પછીથી હરીશ્ચંદ્ર.

**તારામતી**— છંદ લલીત.

અરર કાંગ હું થરર કંપતી, હજુ ન આવીયા પ્રાણના પતી;
જીવ મુંઝાય છે તર્ક થાય છે, તન સૂકાય છે ના ઉપાય છે.

**દાશી**-- હરીગીતની ચાલ.

બાઈ ધીર ધારો ખબર કાઢો, આવશે અવનીપતી;
નીજ શોક ટાળો, શાંન્તી ભાળો વિજયવાળો નરપતી.
કછરાજ કેરા કાજમાં રોકાણ ગહીપતને હશે;
કરી કાર્ય પૂરણ થોડીવારે આપ પાસે આવશે.

( એટલામાં રાજાને આવતા જોઈને )

( સુનરે કાસે દેવરે એ રાહ )

**તારામતી**—પ્રાણનાથ કેમ છે ઉદાશ મુખડું,
વા'લા શીર આવી કંઇ દુઃખ છે પડયું.
સુણવા આતુર છું હો શીરના ગણી;
પ્રાણપ્યારા કહેશો મને આપની ગણી.

( મારમુરહું સોખીસેં સરાબતસેં ભારી હું ) એ રાહ.

**હરીશ્ચંદ્ર**—અસત્યસેં મેં દુર સત્યતાસે ભરાહું,
દુઃખમગ પ્રજાનું દેખી પ્યારી મરાહું;
રાની પશુંઓએ કીધી છે પ્રજા હેરાન,
ધાનખાધ ઉજડ કીધું તેથી ચડાહું;
અરજ ખેડુતોની સુણી દીલ થયું ઉદાશ,
રજા આપતણી માગવાને ઠરાહું;
સૈન્ય સર્વ છે ગએલ શેહરનીજ બહાર,

ન કરીશ વાર વ્હાલી સુન્ય પડાહું.

( કંગનવો મોરો કરસેં નીકસ ગયોરે ) એ રાહ.

**તારામતી**—છબીલા છેલ સાથહું અનાથ તેડારે,
વિનય ભાવે લળી લળી લાગુ પ્રાણુપીયુ;
તમપાપરે મેં દીન આપદાશી,
દરસનની છું પ્યાસી તમ વિયોગે ઉદાશી;
હું મુકવાની નથી પ્રાણુનાથ કેડારે છબીલા છેલ.
કદી અળગી નથી રહેવાની હું જુદાઇગાં જીવ જાયરે;
હું કહુ તે સ્વીકારો, જો પ્રાણધારો મારો,
પીયું કાંઇ વીચ્ચારો નહીતો શીર નીજ હાથથી આ કેડારે,
છબીલા છેલ સાથ હરોજ.

ગજલ.

**હરીશ્ચંદ્ર**—કીસી તરેહ મેં વાં તુજેકું લે ચલું ભલા,
અત્રે મેહેલું મેં રહો આપદીલ વીચ્ચારી ભલા;
રાની પશુઓની સાથે રાન છે રખડવું ભલા,
નથી એક ઠાગ દીલાજાન ઠરવાનું ભલા.

—o—

## પ્રવેશ ૪ થો.

**સ્થળ** જંગલમાં છાવણી.

( કહું શું નસીબે દુઃખીયો કીધોછે. ) એ રાહ.

**હરીશ્ચંદ્ર**—સ્વપ્ન થયું રેનમાં આજ, જે કહું વર્ણવી પ્રાણપ્યારીહું તે.
રાજતું કાજ ગ્રહી નીજ હસ્તક, પચવનીતાએ પરણી જે મેં. સ્વપ્ન.

એવે અચાનક રૂશી ત્યાં આવ્યા, મુને કહ્યું એક તું નારહે. સ્વપ્ન.
તેની પૂઠળ બીજા ભમેને, અંધ થઇ નાર ત્રીજીજ છે. સ્વપ્ન.
ચોથીએ છોડયો સંગ પતીનો, રહી એક આખર તે દુઃખરે. શ્વપ્ન.

**સત્યકીર્તી.** **બન્જારા.**

સુણો સ્વામી સ્વાનનીવાત, મુને તેમ થયું આજરાત;
જે સંતના સંગમાં જશે, તે રાજ તમારૂ હશે.
બીજી લક્ષ્મી થઈ સાક્ષાત, મુને તેમ થયું;
અંધ જે નાર ત્રીજી થાશે, તે તમ સાથે વેચાશે.
ચોથા જશે બીજાની સાથ, મુને તેમ થયું;
પાંચમી કદી સંગ ન મુકે, સત્યતા તે ન સ્વામી ચુકે.
થાય કદી પંડની ઘાત, મુને તેમ થયું;

( વિશ્વામીત્રની મોકલેલી ગુણકાઓ પ્રવેશ કરે છે. )

**ગુણકાઓ**—છાંડદે લગરવા મુકર મોરી બાંહીરે એ રાહ.
ભુપતી ગમે ન ક્ષણ એક દુઃખી દાઈરે,
દરસન આપો બસ એટલુંજ ચાહીરે;
પલક પલક મમ લક્ષ કલપ સમ જાય ન આવે નીંન્દરે,
આપ અભીલાશી કહો કેમ જીવે થાય સંગાં શું બુરાઇરે.
ભુપતી ગમે.

**સાખી.**

**હરીશ્ચંદ્ર**—મેં તમપર પરસન ભયા, માગ માગ આ ઠાર;
આપૂ ગાણુક મોતીથી ભલા ભરી ભંડાર.
**ગુણકા**—ભુખ વગર ભોજન ભલાં ભાવે નહી ભુપાળ,
આપે તો નીજરાજનું છત્ર આપ આકાલ;

(ગુણકાઓનું ઘેર વ્યાજબી માગણી સુણી સત્યકીર્તી કહે છે.)

**સત્ય**—કરો કરો કાંઇ વિચ્ચાર, વચન વીચ્ચારીને વદોરે,
કહો તો આપુ એકાવલહાર, વચન વીચ્ચારીને વદોરે;
અબળા જાતે હઠીલા અત્ર, વચન વીચ્ચારીને વદોરે,
કેમ અપાય રાજનું છત્ર, વચન વીચ્ચારીને વદોરે.

**હરીશ્ચંદ્ર**—કીધો મોટો ધુનો આ ઠામ, ક્ષત્રીઓ ન ધરમ તજેરે,
સ્ત્રી હણુતાં થાય બદનામ, ક્ષત્રીઓ ન ધરમ તજેરે;
મારે એક પત્ની એકવેણુ, ક્ષત્રીઓ ન ધરમ તજેરે,
પરસ્ત્રી મારે માતને બેન, ક્ષત્રીઓ ન ધરમ તજેરે;
રાંક અબળા જાત અનાથ, ક્ષત્રીઓ ન ધરમ તજેરે,
મોટું પાપ કરવાથી સ્ત્રી ઘાત, ક્ષત્રીઓ ન ધરમ તજેરે;
થયું શ્યામવદન ગયું નુર, ક્ષત્રીઓ ન ધરમ તજેરે,
જાએ અબળ અહીંઆંથી દુર, ક્ષત્રીઓ ન ધરમ તજેરે.

( અરે સીપાઈ આ દુષ્ટ અબળાઓને નીકાલદો એટલામાં વીશ્વામીત્ર ગુસે થઇ રાજપાટ ખુંચાવી લેઈ રાજાને રજા આપે છે. તેમજ તીરસકારની સાથે અંગનાં તમાંમ વસ્ત્રાભુષણ ઉતરાવેછે.)

**હરીશ્ચંદ્ર**—(મન સાથે વીચારે છે.)

બહુ હાંશથી પહેરતો, આભુશણ ભરપૂર;
તે સહીત પોશાક હું કરૂં અંગથી દુર.

( દુઃખ દરીઆમાં ડુબેલો હરીશ્ચંદ્ર પોતાનો પોશાક ઉતારતી વખતે નીચે પ્રમાણે બોલે છે.

મોલે પધારો મારારાજ, માણીગર.
થાય થવાતું તે કરતાર અલંકાર શણગાર સાથે,

કરૂ દુર લગાડુ ન વાર એકાવલહાર સંગાથે.

**સાખી.**

જડીત હીરા વીંટીઓ બાજુબંધ અમુલ્ય,
કડાં કંગનને સાંકલી મોહનગાળ તજુ બીલકુલ એકાવલ;
કંઠી કંદોરો હેમનો પગ તોડા સીરપાઘ,
જરકશી જામો જોખમાં નાખે સેજ કરૂં આજ ત્યાગ. એકાવલ;
કર્ણથી કુંડલ તજું જેશું ઘાડી પ્રીત,
સાક્ષીભુત તેહું સેખા સુણે વાત ખરી ખોટી નીત; એકાવલ
સુધ્ય ક્ષત્રીના તનનૈ જેશું ઝાઝુ હેત,
સીરણચાવે તે તજુ તલવાર કટાર સમેત. એકાવલ

તારામતી પ્રતે હરીચંદ્રનું કહેવું.

**કટાવની ચાલ.**

રે મગ પ્યારી, હવે દશા શી થાશી તારી, ચિત્તમાં ધારી,
છે દુઃખકારી, જખમી વાગી દીલ કટારી, ભય આભારી,
જોતાં નારી બેઠો હારી, ના કંઇ આરો, સરગ તજીને,
સૌ ઉતારો, રે શણગારો. વ્હાલા તારા, મોટા યત્ને;
જડીત જત્ને, ભારી રત્ને, ચમક ચમક જે, થાતા દારા,
તે સૌ દુર કરી અહી આવો, સત્ત દર્શાવો, અસત્ત તાવો;
દુર ખસેડી, ઉમદા બીના પડદા વાઓ, જાવો વેલાં,
લ્યો સંભારી, પૂરણુ લાવો, તો શશી વદની, તુંબલી—
હારીરે મગ પ્યારી હવે દશા શી થશે તારી. ૧

**તારામતી—** **માલીની**

શિર વચન ચડાવું, પ્રાણ હો નાથ મારા,

પ્રિય પતિ શણગારો, હું તજું દીન દારા;
વનચર પશુ પેઠે, રાનમાં નાથ સાથે,
રખડવું અતિ સારૂં, સત્યની એક વાતે.

સોરઠો.

ભાડકવાયો તન, તેની શી થાશે ગતી,
તે સાલે પીયુ મન, છળી મરે ક્ષણુ એકમાં.

લાવણી.

**રોહીતાશ્વર**—મગ માતુ આ તું વચન વદે શું કારી,
પડતાં નીજ શ્રવણે થયું હૃદય દુખભારી;
થર થર કંપે હું કાય મન મુઝાય લાઝ છે લાગી,
જોગી થઇ જંગલ કેમ ફરૂ સોહાગી.
કીમતી શણગારો મન પેહરવા ચાહ્ય ચીત જો જાગી,
બાળી ઉંમરમાં કેમ થવાશે ત્યાગી.

(પડદો પડ્યો.)

---

## પ્રવેશ ૫ મો.

હરીશ્ચંદ્ર નાગરીકો, શેહરના શૌકારો વીગેરે.

પ્રણામ છે પ્રણામ એ રાહ.

**હરીશ્ચંદ્ર**—કરૂં સ્તવન હું આ ધરા જે આપતીજ ધામ,
પ્રજા સુખી જે નીવડે તેને છે હું પ્રણામ. કરૂ સ્ત૦ ૧
સ્તવન મુનીવસીસ્ટ જેણે દીધું વીધા દાન,
જેના પ્રતાપે હું સુખી પ્રજાએ દીધું માન. કરૂ સ્ત૦ ૨

નમન કરૂં હું ગાદીને નગ મેહેલને પ્રણામ,
વાલા વેરી કુટુંબ વિશ્વામીત્રીને પ્રણામ. કરૂ સ્તo ૩
પ્રણામ ભાથી સાથીને પ્રધાનને પ્રણામ,
રહો સદા શેવામાં મુનીને કરી પ્રણામ. કરૂ સ્તo ૪

(ભેખરે ઉતારો રાજા ભરથરી. એ રાહ.)

**નગરવાસીયો**—શે કારણરે શુલક્ષણા, તજો દેશને વેશજી;
ભગવું ધરી અંગ ધોતીયું, ચાલ્યા એક નરેશજી;
કેમરે જીવશે જીવ જંતુઓ.

મુખનું નુર જતું રહ્યું, દીસે શ્યાંમ વદનજી,
શોકાગ્નીમાંરે ડુબેલ છો, સત્યવાદી રાજનજી;
કેમરે જીવશે જીવજંતુઓ.

પ્રજા પામે સુખ હરનીશાં તે સૌ આપ પ્રતાપજી,
તે સુખ તો લેઈ ચાલીયા, દુખ દેઇ નૃપ આપજી;
કેમરે જીવશે જીવજંતુઓ.

**હરીશ્ચંદ્ર**—તરૂવર ઉત્પન્ન પાનથી, પાન તેવણુ ન હોયજી,
આપ ભલા તો જગ ભલા-મન વિચ્ચારી જોયજી;
આંક વિધીનો ટળતો નથી.

**નગરવાસીયો**—ધરમ કરમ જેના સુભટો નીતી ન્યાય પ્રધાનજી,
કામ જેવો શંભુનો સુરી, તેવો અન્યાય જાંણુજી;
કેમરે જીવશે જીવજંતુઓ.

**હરીશ્ચંદ્ર**—હુંથી વધુ જપ તપમાં, સત્ય વાતે સહાયજી,
વિશ્વારે મીત્ર મુની સમો, કાંણુ છે સુખદાયજી;
આંક વિધીનો ટળતો નથી.

રાજ્ય સાંપ્યું મેં ખુશીશા દીધો સૌ અધીકારજી,
હું'થી અધીક એને જાંણુતાં થાય દેહનો ઉધારજી;
આંક વિધીનો ટળતો નથી.

**નગરવાસી**—મુનીને રાજ્ય ઘટે નહી, નવ જાંણે તે પેરજી.
વરતીનું રાજ્ય ન ભોગવી, જાંણે રાનનો શેરજી;
કેમરે જીવશે જીવજંતુઓ.

કાયર થઇ ભગવાં ધર્યાં તે શું સ્હાશે સમશેરજી;
મોતીની પરીક્ષા હંસને, કરે નહી વણીએરજી;
કેમરે જીવશે જીવજંતુઓ.

**હરીશ્ચંદ્ર**—ભોગી થઇને જોગી બને, જોગી ભોગી ન થાયજી,
તેમ એ પ્રથમ રાજ્યના, હતા મુનીજી રાયજી;
આંક વિધીનો ટળતો નથી.

**નગરવાસી**—કપટ કરી રાજ્ય મેળવ્યું, તે નહી મુનીનો ધર્મજી,
ધર્માંધ થઈ બગ બાપડો, કરે કુડાં તે કર્મજી;
કેમરે જીવશે જીવજંતુઓ.

**સેનાધીપતી**—હુકમ જો હોઓ આપનો, દાસપર કૃપા નાથજી,
પકડી મંગાવું પળ એકમાં બાંધી અવળે હાથજી;
કેમરે જીવશે જીવજંતુઓ.

**શોકારો**—કાંણુ હવે નીજ બાળસમ લડાવશેરે લાડજી,
દુઃખ લખેલું નશીબમાં, ક્યાં હશે ભજવાડજી;
કેમરે જીવશે જીવજંતુઓ.

ધીરજ હવે રહેતી નથી કતાં નૃપ વનવાસજી,
કષ્ઠક વિચ્યારો વાત અંતરે, ખાલી પાડો ન ત્રાસજી;

કેમરે જીવશે જીવજંતુઓ.

**હરીશ્ચંદ્ર**—રાજી થઈને પાછા વળો, કરી દુર કલ્પાન્તજી,
ખાવ પીયો ખુશી કરો. થાવો વાલાઓ શાંન્તજી;
આંક વિધીનો ટળતો નથી.

**વિદુશક**—નીરાશ ન કરો સર્વને મુઝાવો દીલ લાલજી,
કૃપા કરીને કૃપા નાથજી પધારો પૂરમાંહજી;
કેમરે જીવશે જીવજંતુઓ.

**હરીશ્ચંદ્ર**—જનુની કુખ લજાવુ હું વળી લેઉ જળ અન્નજી,
પગ હું ધરૂ જો પૂરની મહી, દેવ ગુરૂ સોગનજી;
પાછા વળોરે પુરવાસીયો.

**તારામતી**—( મારારે સ્વામી મારાથી છોટા. ) એ રાહ.

લાડકડાએ લાડક ના માણ્યું
જતાં માબાપે ન વીચાર્યું. લાડકડાએ.
ન થઈ કામ રૂપ સમી ક્રાંન્તી,
મુઝાવું નગમ ટળે ભ્રાંન્તી;
ન સમજુ થએ સુખની શાંન્તી. લાડકડાએ.
અરે વીજ કેમ ન ગગડતી,
નથી કેમ ઉર આમો પડતી;
કર્યાં પાપ શાં દુઃખ આવ્યાં આતી. લાડકડાએ.
કરૂ પરણામ નમાવતાં શીશ,
કૃપા હરનીશ કરે જગદીશ;
પ્રભુ દુઃખ આવું કયાં સુધી ખમીશ. લાડકડાએ.
કદી પાય મુક્યા નથીરે જમીન,

નથી ચીત તલવાર જેનાગાં ખીન;
અરે હાય તે હાલ થઈ હું દીન. લાડકડાએ.
ગરે આંસુ આંખથી ચોધારૂં,
અરે પ્રભુ આગશું તેં ધાર્યું;
ગયું સુખ દુઃખ શાં સંભારૂં. લાડકડાએ.
ખરેરે આજ કાગડી કકળતી,
નોતુરે આવું સ્વપ્ન ગહી જાણતી;
સુણીરે વાત હોળી રદય બળતી. લાડકડાએ.
( જફાવો સીતગરો સજા વાર હું. ) એ રાહ.

**કાશી**—રખો પાસ બરદાશ ઉઠાવીશ હું,
કહા ના કહો તોબી આવીશ હું;
કદી પુખમાં બાળતેં ગાત લીધો,
નથી ઉચક્યો તે ન ઉચકાવીશું.
નથી ખાન ને પાન ફળ ફુળખવું,
ખઈને સદા કાળ ગુજરાવીશું;
મળ્યો તે લેઈ લાભ આ જીંદગીમાં,
ખરે તે કદી નાહી ચુકાવીશું.

**ગરબી.**

**તારામતી**—રેના લેઉ સંગાથે બાળે વેશગાં,
બાળાને ગન મોટુ વિયોગનું દુઃખ જે;
હોળી હરદમ અંતરગાંહી બળ્યા કરે,
ગરે ચોધારે આંસુ ભીજવ મુખ જો. રેના લેઉ૦
જેને સુખ સાસરીયાગાં ના કંઈ ગળે,

કરે કુકર્મો ભજવે ગાની કુખજો;
શું કરે અબળા રાંડ પડી એ એકલી,
વ્હાલું જેને પતી તણું એક સુખ જો. રે ના લે૦
તે પતીને હું નહી દેઉ તરછોડવા,
તરછોડાવી ભોગવું આ સંસાર જો;
તેગાંથી ઉગારણવાળો કો નથી,
ફકત એક નીજ પતી આગર કરનાર જો. રે ના લે૦
તો તેગાં સૌ સુખ ગાની બેશી રહો,
શેવા પતીની કરો ગણી જગદીશ જો;
હું કારણ શેવાગાં પતીની ભુલ જો,
જઉ છું હવે મેળવશે શ્રી જગદીશ જો. રે ના લે૦
( એવી રીતે અનેક તરેહથી દાશીને સગજાવી તારાગતી પોતાની જોડે આવવા ના પાડે છે. ) સત્ય કીર્તી કહે છે.

**સત્યકીર્તી**— **દોહરો.**

આપ સંગાથે આટલી ઉગર ગાળીરાય;
લ્યો સંગે દુખની સમે, નહીતો પાડુ કાય.

**સોરઠો.**

તેલ તણી એક ધાર, થઇ નહી થાશે નહી
જો લોહુ લુહાર, દુખ સુખ સાથે ધારવું;
સુખ અંતે દુખ સાર, દુઃખ અંતે સુખ નીવડે,
તેનો શોક ઉદાર દીલ ના નૃપ કરવો કશો;
કદી ચઢે ઘોડા સંગ, કદી ન જોડા પાયગાં.
બેસી ચડે ઉગંગ, કદી વનગાં ભટકી મરે;

ખાલી કરવો શોક, ડાહ્યાને ઘટતો નથી.
ઉમેદ રાખો ફોક, તો રાખો સંગ નરપતી
ગોમતી ગુણવાળી ગણાય ખરી—

**ઠુમરી.**

દાસ અમો તમ પારે આવ્યા ચોગરદમ ભરપુર ભરી. ગોમતી.
નાવ નથી નથી એકે આરો કેમ કરી જઈએ ઉતરી. ગોમતી.
જો ઇચ્છત્ર હો ભોગ રૂધીરનો તો લેઈ માગ તું આપ જરી. ગોમતી.
તુવણ એક ઉપાય હવે નથી, બાકી એક જવાનો તરી. ગોમતી.

——×——

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ રસ્તો.

(દેખા નહી કચ્છુ સાર જગતમાં) એ રાહ.

લખ્યા લેખ ટળે ન લગાર, બધો આ પના ફની સંસાર;
માયામાં લપટાઇ પડયા મુની મહતન પામ્યા પાર. બધો.
મલીન દારા પીતા બંધુ, મલીન સહોદર સાર;
રીદ્ધી સીદ્ધિ ચળીત જાણો, ફકત ચાચળ કરનાર. બધો.
મારૂ મારૂ પણ નથી, તારૂ દમડી એક રહેનાર;
આખર વેળા સંગ ન આવે જેમ તું તેમ જનાર. બધો.
આ દુખ લાયક માયા મોહના લોભે ન થોભ લગાર;
સારી નરસી વાસના તારી પાછળ છે આવનાર. બધો.

**એ મારમ આવવાથી હરીશ્ચંદ્ર સાધુઓને પુછેછે.**

**હરીશ્ચંદ્ર—અરેદેવ કરકસ્ત બેદાદકો એ રાહ)**

કયો માર્ગ મહારાજ કાશી તણો;
છે આ વાટ તે એ મહીથી ભણો,

**સાધુ—** એરે પંથી એ વાટ કાશી તણી;
તેમાં એક લાંબી ને ટુંકી ઘણી.
વિકટ વાટ ટુંકાણુમાં છે ભઇ;
ન ફળ પામશો માર્ગ તેણે જઈ.
ગળે માનવી એક તેના જગા;
માટે માર્ગ ના આપદાના દગા.
સ્થળ ભુતાવળની જગા.

**સૈયર દુખ શું દાખવું એ રાહ.**

**હરીશ્ચંદ્ર**—ભુતને પ્રેત પીશાચણી ખુશીખુ હું આ વાર;
સુખે ક્ષુધા તમે ટાળશો કરી મારો આહાર—ભુતને.
જીવ ગયે હું રાજી અતી, સત્ય ગએ નધાર;
સુખ દે પણ દુઃખ ટાળવા, મુને ઝટપટ માર—ભૂતને.

**તારામતી**—પ્રીયા પ્રથમ પ્રાણનાથનું, જવું કેમ ખમાય;
માટે અરે મુજને અહો સુખી ખાતાં હું કાય. પ્રીયા.

**રાગ સદર.**

**રોહીતાશ્વ**—હું જીવતાં મમ માતાને, તાતની દેહ ઘાત.
કરવા છતાં મારી કરો શા છે અર્થની જાત. હું જીવતાં.

**સત્યકીર્તિ**—પૂત્ર પીતા રાજમાતનો કદી કરશો ન આહાર.
આવો ખાવો મારી કાયને જેથી પામુ ઓધાર. પૂત્ર.
**વિનતી સુણી એક મારી મ્યારને હો ઉગાર;**

વાર લગાડ ન આવતો પ્રથમ મુજને માર. પૂત્ર.

**પીશાચણી**—બહુ દીન લાકુ ખઇ થયો મદમાતો મહાન;

તુને ખઇ આ આરને આપુ જીવત દાન. બહુ દીન.

**નક્ષત્ર**—વાલી છે મારી જાતડી, મુને પહેલાં ઉગાર;

હું કરતાં આ ચયારનો કરને તું સંહાર. વાલી છે.

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ રસ્તો—ચ્યારે બાજુ આગની.

### રાગ ઓખાહરણનો.

**હરીશ્ચંદ્ર**—સેજે આગની તું માહરો ભોગ, નથી મળવાનો આવો જોગ;

વાત બાકી ન મળે ચોપાસ, જોઇ ઉપજે મુજને ત્રાસ;

શાંન્ત ખાઇને મુને માતું, માર્ગ આપી પછીથી ઓલા તું;

આગની આગની છે ચોગરદમ, નથી પડતી મુજને ગમ;

મીત્ર રજા મુજને આપો, બળી કાઢુ તન બળાપો.

**તારામતી**—ભોગ મારો લઇ તૃપ્ત થાતું, આજ ઉમંગથી મને ખા તું,

આજ આવીશું હું તુજપાસ, પૂત્ર પતીની છોડી આશ;

(મારા પંથીરામ પ્રણામરે સમાચ્યાર શા લાવ્યો; એ રાહ).

**રોહીતાશ્વર**—મારી વ્હાલી ગઇ આગની શરણેરે, ધરણ માગ ન આપે;

કેમ દેખાય માતનું મર્ણરે. દુખ પડે શા પાપે,

નીરપરાધી બાળક તું કેમ કરી જીવશે માત;

દયા ન આણી આંતરમાં જે ઝુરી મરે દીનરાતરે. ધરણ.

જવાદો મુને વીલંબ્બ થાય છે માતું છે મારી જ્યાંહ;

ઉલટથી હું અગ્નીને ભેટુ ભેટુ પડે ઘડી ગાબરે ધરણુ.
**સત્યકીર્તી**—રાજા રાણી પૂત્ર સંગાથે પડયાં અગ્ની ગાંહ્ય;
ત્યારે જીવી ગારે શું કરવું, ખાલી રહીને હાયરે. ધરણે.
(સઘળા અગ્નીગાં પડે છે) પડદો પડયો.

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—કાશીની ભાગોળ સ્તુતો વિશ્વનાથ ગહાદેવનું ગંદીર.

**માતંગ છંદ.**

**ભામણુ**—રે ભગવાન ગહા બળવાન તું અન્નથી સુખ ગને ન જણાયે,
વેદપૂરાન કુરાન વળી અજઇન્દ્ર શંકર તો ગુણ ગાએ;
તુ ભવ તારણુ દોશ નીવારણ વિઘ્ન વીદારણુ અંતરજામી,
વિશ્વ ઉગારણ જીવ ઉધારણ તુ મુજ ગારણમાં નહીં ખામી;
વિશ્વપતી જગદીશ કૃપાનિધી ઈશ તને વિનવુ શીશ નામી,
ધ્યાન ધરૂ દીનનિન ગને બખશીશ કરીશ ગહાપદ સ્વામી;
રે હરી છેદ કલંક હું રંકનાં વંક અસંખ્ય હશે કદી ગારો,
તો પણ લંક લગાડણુ તું હરી શુદ્ધ ગુણો ગટગાં ભરનારો;
હું તુજ કીંકરનો વળી કીંકર લે તું તપાસ ખમુ દુઃખ બારો,
છે ઉર આશ નિરાશ કરો નહીં, ખાસ ગને વિશ્વાસજ તારો.
(હરીશ્ચંદ્ર, તારાગતી, રોહીતાશ્વર, સત્યકીર્તી વીગેરે.)

**સર્વે**— **માતંગ છંદ.**

જય જગત પતી ભરનાર ગતી રતી તારી કૃતી જનથી ન કળાએ,

મોક્ષ મળે તુજને રટતાં રહનાં ઝટ સંકટ દુર પળાએ;
તું ગટગટ પ્રગટે વિશ્વંભર તુ ખટતો ચીતથી ન ચળાએ,
હિનગતી પર તારી કૃપા અતિ જો નહી તો ભવમાં અકળાએ;
છે અગ પાપ અગાપ દયાનિધી કાપ કુબુદ્ધી ત્રિપાદ સમાવી,
પાપ પ્રજાળી મતિ અગને શુભ આપ ન નાંખીશ ચિત્ત ભમાવી;
છીએ અમો અપરાધી અપાર ગુમાર તથાપી વિકાર હઠાવી,
સાર અસાર વિચ્યાર બતાવ તું કહે ગુલફામ૪ શીશ નમાવી.

(હરીશ્ચંદ્રની દેહપર ચીમટા ભરાવી વધારે દુખ આપે છે તે જોઈ તારામતી આંખમાં આંસુ ભરી પીયુ પ્રતે કહે છે).

ગજલ.

**તારામતી**—પ્યારા પીયુ દુઃખ સહન આ નથી થતું,
ઈલાજ નથી રે દયાળ દેવ કાપ તું. ટેક.
રૂશીને રૂણ આપ્યા વગર ચાલશે નહી;
પ્રતાપી સત્યવાદી રાય નાર વેચ તું. પ્યારા૦
તેથી ન પુરૂ થાય તો આ આપ બાળ છે;
વેચીને આપો દામ આંસુ આંખથીજ તું. પ્યારા૦
કષ્ટ જોયુ જાય નહી લગાડો સ્વામી વાર;
જોઇ માર આપપર દીલ કાંપતું. પ્યારા૦

**હરીશ્ચંદ્ર**—પ્યારી આમ શું વદે તું મુખથી વચન;
સુશીલ સુગાત્રી પ્રીયા વેચુ શું આવ્યો દન. પ્યારી૦
હજાર વાર દેખતાં આ હસ્ત આપીયો;
તે હસ્ત શું આવે સમે કરનાર છે વીઘ્ન. પ્યારી૦
પ્યારી કહી જે મુખથી અકારી ના કરૂં;

લાડકવાયો શું પ્રીયા હું વેચુ મારો તન. પ્યારી૦

**તારામતી**—પ્રાણનાથ વેચોે દાસ આપની ગણી;
મુક્ત થાઓ દુઃખથી છો શીરના ધણી.

પડદો પડ્યો.

—o—

## પ્રવેશ ૨ જો.

### કાશીનું બજાર.

બનજારા.

**હરીશ્ચંદ્ર**—પડે કહું આ ન કરવાનું, આથી રૂડુ ચહુ મરવાનું,
પ્રિયા પૂત્ર વેચી ધન લેવું, સત્ત માટે આ વીપ્રને દેવું;
આખર ચીત્તમાં ચરચરવાનું. આથી રૂડુ ચહુ મરવાનું.
હવે એક રહ્યો ન ઇલાજ, બિન ઇલાજે કરવાનું કાજ;
નથી એકે રીતે ઠરવાનું, આથી રૂડુ ચહુ મરવાનું,
નાગરીકો કરો એક કામ—પ્યારી, પુત્ર, લઈ આપો દામ;
નથી તે વણુ કંઇ સરવાનું, આથી રૂડુ ચહુ મરવાનું.

(વેચાણ ખત લખી આપી રાજા તારામતી પ્રતે કહે છે.)

(સહીઆર દુખ શું દાખવું) એ રાહ.

જાઓ ખુશીથી આ વિપ્રની પ્યારી સંગાથે આજ;
પરણી મુને ન સુખ ભાળીયું, આખર કરી મેં તાજ. જાઓ.

**તારામતી**—ઓછુ લાવો ન મારા નાથજી, જઇએ તજીને આગ;
સત્યનો સાથી છે સામળો આખર આવશે કામ. ઓછુ લાવો.

**હરીશ્ચંદ્ર**—પાપ પેલે ભવ જે કર્યાં, તે ભોગવવાં આ કાળ;
હાથે કરી આળગો કરૂ લાડકવાયો હું બાળ. જાઓ ખુશીથી.
(બાપને પગે પડી ગમગીન ચહેરે રૂદન કરે છે).

**રોહીતાશ્વર**— રાગ આશાગોડી.

શી વલે મારી થાશે, બાપૂ હવે શી વલે મારીરે થાશે;
દિન દોહ્યલા કેઈ પેરે જાશે, બાપૂ હવે શી વલે મારી થાશે.
આળગો કદી નથી આજ લગી થયો, તે કહો કેમ થવાશે. બા.
મોટુ દુઃખ વિયોગ પીતાનું, સાંભળતાં જીવ જાશે. બા.
જળ વિણુ જેવી માછલી રીબે, તેમ આ પંડ રીબાશે. બા.
કોણુ હવે કર ફેરવી શીરપર, કહે શું કુંવર ખાશે. બા.
હોય હજારો સગપણવાળાં, પણુ તે ન આવશે પાસે. બા.
(પ્રીયા પૂત્ર —સત્યના સંગાથી શ્રી હરી છે એમ કહી જાયછે.)
પડદો પડે છે.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—અગ્નીસેનનું ઘર.

(કહું શું નસીબે દુખીઆ કીધો છે.) એ રાહ.

**તારામતી**—કોણુ કરમ કરતા કુણુ પાપે. પીડા વધુ દીનને કેમ આપે.
રાજ ગયા ગયા પીયુ તજીને, શું ભોગવું દૈવના કંઇ શ્રાપે. પીડા.
જન્મો જન્મ અરજ ઉર ધારી સ્વામી હરીશ્ચંદ્રને નાથ આપે. પીડા.
વિયોગ દુઃખ પીયુનું માહું, પરઘર વેઠના બળુ કઢાપે. પીડા.
(કુંવરી કુંવર મારાં લાડકાં એ રાહ)—
(રોહીતાશ્વરને બાળકોની સાથે પાત્રી વિણવાં જતી વખતે)

પતી તમને રે આવે નહી, પૂત્ર પાઠવતા વન;
ગામ બહાર ગયો નથી, દાસ વગર હું તંન. પતી તમને.
શીખ દઈને તને મોકલું, બાળકોની સંગાથ;
આપ્યો તેવોરે મને સોંપજો, મારે હાથોરે હાથ. પતી તમને.
સખા સંગાથેથી તું, જરી દુર જાતો ન તંન;
તું છું હમારી બે કીકીયો, તું છું પ્રાણ જીવન. પતી તમને.
તું છે ટેકા રૂપી લાકડી, આંધળાનેરે જોગ;
તું મુખ જોઇ મન વાળીશું, સદા કુશળ ક્ષેમ. પતી તમને.
શેઠને વધુ જરનો વરો, ઉગાનારજ એક;
તેના મએથી માબાપને, દુખ આરો ન છેક. પતી તમને.
આધાર મારો ભાગી જશે, તારા જવાથી આજ;
નિરાધારી મારૂ કો નહી, .ક સત્યને કાજ. પતી તમને.
તેમ કરવા આતો હોય તો, જઈશ બેટા ન રાન;
જો જે નહી બાળ સાથમાં કરતો તું તોફાન. પતી તમનેરે.

**રોહીતાશ્વર**—કરૂણાનિધીકસ્ટ કાપશે, મુજ આવતાં શીર,
ફીકર તજો મારી માવડી, રદય રાખોને ધીર. કરૂણા૦

—×—

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—કાળસેનનું ઘર.

**કાળસેન**—(આતીહે પરી દુરસે ખાતીહે મલાઇ) એ રાહ.

ઉઘાડ દ્વાર પ્યારી મારી લાવ્યો બેગારી,
મહાણમાં રહેવા તણી મહેનત છે ભારી. ઉઘાડ દ્વાર.

રાખીશું ગહણુંગાં જો દીલગાં વીચ્યારી,
પછે કને હું રહીશ હમેશાં પ્રીયા તારી. ઉઘાડ દ્વાર.
રાખ્યો વેચાંણુ દાસ પાસ ખાસ તગારી
આપ્યા રૂપઇયા રોક લોક દેખતાં ભારી. ઉઘાડ દ્વાર,

**રંગુડી**—શીખ્યો આ નોકર રાખવા ન પૈસા છતાં પાસ,
ઘડાવવું ઘરેણું નથી મુને કરી નીરાશ. શીખ્યો.
કરૂ ન ખાવા પીવા હું રહું, ન એની પાસ,
કડલાં ઘડાવી લાવે તો વસુ હું આ આવાસ. શીખ્યો.

**કાળસેન**—શેંને રીસાય પ્યારી મારી મન કંઇ વિચ્યાર,
ગુલામ તારો ગણુ મને ગુગાર યા નાદાર. શેંને.
ફુલડ પેઠ આગ શું રીસાય છે તું નાર,
ના ત્રાસ આપી નાશ ભાગ કર હેયાના હાર. શેંને.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—અરણ્ય.

(રોહીતાશ્વર પુળા વિણવા ગયોછે ત્યાં વિશ્વાગીત્ર સર્પ થઈ ડંસ કરેછે.)

### રાગ કલ્યાંણ.

**રોહીતાશ્વર**—રેહું દોસ્તદાર, પાસગાં આવાર;
આવો જીવ જાયછે.નથી ઉગારનાર.
રાફ થકી એક સરપ નીકળી ડસ્યો હું ડાબે પાગ,
અંગો અંગ ગયું ફેલાઇ સહન નથી થતી આગ;
રે હું દોસ્તદાર પાસગાં આવાર—

કે'જો જઇ માતાને મારી મુવો તાહરો બાળ;
રડવા ન દેશો ગમ માતુને લેજો જઈ સંભાળ;
રે હું દોસ્તદાર, પાસમાં આવાર આવો—
હાય નથી હીંડવાની મુજને શી રીત ચાલુભઈ,
પ્રણામ તમને છેલ્લા બંધુ કે'જો બીના આ જઈ.
રે હું દોસ્તદાર પાસમાં આવાર આવો—
( સઘળા આવી કલ્પાંન્ત કરે છે. )

## રાગ ભુજંગીની ચાલ.

**સર્વે**—અહો મીત્ર મુકી જતાં વાર જરી,
નહી આવિ દયા તુંને કાંઈ દૂરી;
હતો ડાહ્યો સગુણ ભંડાર બાલો,
બુદ્ધીશાળિ વીવેકી અને કુમલો;
પુછશે તુજ માત હું, બાળ કંઇ,
મુકી આવિયા એ કેમ આવ્યો નહી;
કેમ મુકીને મીત્ર જવાય તને,
અમો આધીન આજ થયા ખેદને;
શું આ દેખતાં સર્વ રે ચાલ્યો મરી,
રે હરી રે હરી રે હરી રે હરી.

(રોહીતાશ્વરને મુવેલો મુકી સર્વે તારામતીને બીના કહેછે, તારામતી રડતી કકળતી શબને શોધી કાડેછે ને ખોળામાં લેઇ રૂદન કરે છે).

## છંદ લલીત.

**તારામતી**—અરરર બાળરે હું અભાગણી, સુખ ન આપીયું તુજને જણી;
વિકટ વનમાં મુકી મુજને, જવું ન બાળકા રે ઘટે તને.

હજુ છું દુઃખમાં પિયુ વિયોગમાં, વિરહ આ પડ્યો શોગ ભોગમાં;
અરર આભ આ કેમ તુટીયો. અરર કાળ હું શેને ખુટીયો.
અરર કેમ આ જીવ ના જતો, કુંવરનો ગયો તનથી ઓરતો;
સમય હું ગયો પતી દુખી થયો, વગર કારણે દાસ થઇ રહ્યો.
કદિજ હું પીયુ હોત સંગમાં, વિરહ દુર કરી રોત રંગમાં;
કઇક આશથી તુજ સુખની, તદપી હાલ આ આવી દુઃખની.
દરદ તું કહે શું થયું તને, ધિરજ આપ હો વાલીડા મને;
ખરર આંખથી આંસુ જાયરે, અરર હાયરે હાય હાયરે.

## રાગ પરજ.

અરે પૂત્ર ઝટપટ હો મારા, બળે તન ધીકતા અંગારા.
દુખીઆરી માતાને મુકી, જવું ઘટે ના આમ;
સૌ ઉમેદો ભંગ થઇ મારી, જતી રહી સુખ હામ. અરે પૂત્ર.
જનમ ધરીને સુખ ન દીઠું, તેં લાડકડા તન;
દુખ નીવારણ કરની, હું નીહાળી તુજ વદન. અરે પૂત્ર.
સાથરો તાંણી તું નવ સુતો, મરતે ન મુખ જોયું;
અખંડ ઉંઘ્યો તું કુંભકરણ સમ આયુ એળે ખોયું. અરે પૂત્ર.

(શબ લેઇ અતીશય રાણી વીલાપ કરતી જાય છે) ને મશાંણમાં આગ્ની દાધ દેવા માંડે છે.

---

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ—મશાંણ.

( અરે લાલ દેવ ઈસરેહ ) એ રાહ.

હરીશ્ચંદ્ર—અરે લાવ્ય કર છે ધણીનો તું કાંણ,

નથી તુજ બાપે આ બાંધ્યું ગહાંથુ;
ન આપ્યા વગર બાળવા દેઇશું,
પ્રથમ કર આ હાથમાં લેઇશું.

**તારામતી**—નથી પાઇ હું પાસમાં રક્ષપાળ,
મુવો માહ્યરો એકનો એક બાળ;
જરા રંક ધારી દયા ઉર ધરો,
દેઉ બાળને ડાઘ આગ્યા કરો.

**હરીશ્ચંદ્ર**—નકર એ ધુના જુઠ બોલી હું નાર,
જઇ વેચ છે જે ગળાગાંનો હાર;
ઘણો કીંમતી જાણું હીરે જડીત,
તે મુકી ગને આણીને આપ વીત.
નહીં કામ કરગરવાથી થશે,
પ્હેલાં કર જો હાથમાં આપશે.

(તારામતી—અરે મારી કોટનો દોરો આજ લગી કોઇએ દેખેલો નહી તે શું હું ધરગહીન થઇ કે આ મેતરની દ્રષ્ટે પડયો.

(સહીઆર દુખશું દાખવું) એ રાહ.

**તારામતી**—ગાય વીના જેવી વાછડી, વૃક્ષ વીનાની વેલ.
દેવ વિના દેવળ સુનું વાળ વણ મોગરેલ. ગાયવિના.
દીપ વીનાનું ભોવન કશું, ભુખ વીના ભોજન;
ખાંડ વીના જેવી ખીર છે, તેમ વીના હું તન. ગાયવિના.
જળવીણ જેવું નવાંણ છે, પાઘવિના પોશાક;
ખટરસ વગર ન સુધરે, લવણથી બધો પાક. ગાયવિના.
ઈન્દુ વીના જેવી રાતડી, માળી વીમાનો બાગ;

મેઘ વિના જેવી વીજળી, દીજ વીનાનો જાગ. ગાયવિના.
"હોય કુંવર ત્રિશંકુ" તણો, મારો પ્રાણ આધાર;
તે વણ દુખના છોડવા, ઉગ્યા શીર હું નાર. ગાયવિના.
(અરે કોણ અભાગીઆ હરીશ્ચંદ્રની રાણી.)
(એકદમ મૂરછામાં પડે છે, પછી થોડીવારે સાવધ થઈ)
(મને મારીને રથડા ખેડ રે બાળા રાજા રે) એ રાહ.

**હરીશ્ચંદ્ર**—હજુ દુખનો ન આવ્યો પાર, પ્યારી મારીરે;
દાસ થયા તજી ઘરબાર, જોની વીચ્યારીરે.
કહે કેમ બની રાંક નાર, પ્યારી મારીરે;
સૌ માંડી જણાવ વિચ્યાર, જોની વીચ્યારીરે.

**તારામતી**—અગ્નીસેન બ્રાગણને હાથ, પીયુ પાતળારે.
દિધી મુજને મારા નાથ, પીયુ પાતળારે.
તેમાં પુત્રને પાત્રીનું કામ, પીયુ પાતળારે.
સાંપ્યુ સર્પ ડસ્યો તે ઠામ, પીયુ પાતળારે.
સમશાંણ વસ્યા કેમ શ્યાંમ, પીયુ પાતળારે.
કહો માંડી હેવાલ તમામ, પીયુ પાતળારે.

**હરીશ્ચંદ્ર**—દશાએ કર્યુ તે કહું સુણ્ય, પ્યારી મારીરે.
વેચી તુજને રૂષીનું રણ, જોને વીચ્ચારીરે.
પછે નક્ષત્રે માગી દક્ષણા, પ્યારી મારીરે.
આપ્યા વેચાઇ પૈસા તે તણા, જોની વીચ્ચારીરે.

**તારામતી**—ગયો બાળક મીત્રોની સાથ, પીયુ પાતળારે.
સર્પ ડસવાથી થઇ ઘાત, પીયુ પાતળારે.
ઝટ દોડી ગઇ તે જાગ, પીયુ પાતળારે.

પ્યારા પૂત્રને દેવા ડાઘ, પીયુ પાતળારે.

**હરીશ્ચંદ્ર**—પછે રહ્યો હું ઢેડને ઘેર, પ્યારી મારીરે;
વેચી નક્ષત્રે લીધુ ઝવેર, જોની વીચ્યારીરે.
તેણે સોંપ્યું મસાણનું કામ, પ્યારી મારીરે;
રહ્યો રક્ષા અર્થે આ ઠામ, જોની વીચ્યારીરે.
મુખ ચોખા ભરી પૈસો રોક, પ્યારી મારીરે;
કર આપો જે આપે લોક, જોની વીચ્યારીરે.

**તારામતી**—મારી ગાંઠે નથી એક પાઇ, પીયુ પાતળારે;
જરા રાખો કુંવરની સગાઇ, પીયુ પાતળારે.

**હરીશ્ચંદ્ર**—હે સ્ત્રી જો તારી પાસે કર ન હોય તો અગ્નીસેન પાસેથી લેઇ આવ. કારણ મારાથી કર લીધા સીવાય મડદાને બાળવા દેવાય નહી. તેમજ પારકો તાબેદાર છું એટલે સતને માટે ધણીને વીસવાસઘાત થાય નહી.

**તારામતી**—હે પીયુ આપ વિચ્યારો કે મને કુંવરના મુડદાની તપાસ કરવા સારૂ એ દયાહીન ઘાતકી માણુસ મોકલતો ન હતો તો શું તે મને કર આપનાર છે. (ખેર આપની આગ્ના માથે ચડાવી તેની પાસે જઉછું. એમ કહી જાયછે) રસ્તામાં રાજાના કુવરને માર્યાનું તહોમત આ ગરીબ તારામતીને માથે આવે છે. ને સીપાઇઓ જોર જુલમથી રાજાની પાસે લેઈ જાય છે.

**પડદો પડયો.**

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—કાશી રાજાની દરબાર.

રાજા, સીપાઇ, નાયક, ને પછીથી ગુનેગાર તારામતી વીગેરે.

(સરકાર રજા દીજીએ જામીનગાર હું) એ રાહ.

**નાયક**—મહારાજ આજ લાવીયો હું આપનોજ ચોર,
ચાહે તો છુટી કરો ચાહે તો મારો ઠોર;
કુંવર આપનાને મારનાર નાર એહ,
કહુ હું સાચે સાચુ છે પીશાચ ધાર એહ.

(મહરાજ તેને બીન ગુનેહગાર ઠરાવે છે પરંતુ બીનવારસી મીલકતનો સાક્ષી પૂરાવો નહી હોવાથી તથા પોતાને મહોડે કબુલ કરવાથી.)

### રાહ માડની.

**અગ્નીસેન**—રે કેમ માર્યો મારો બાળ,
જરા બોલતાં બોલ સંભાળરે, કેમ માર્યો મારો બાળ.
દેખાય છે દુ:ખીયારી અબળા વાંક વગરની રાંક;
ગરીબ થઇને ઘર ઘાલ્યું તેં વાળ્યો આડો આંકરે. કેમ માર્યો.
કીયા જનમનું વેર હતું તે લીધુ કરી અન્યાય;
વગર કારણ કુંવર હણી હવે તું ક્યાં જાયરે. કેમ માર્યો.
ભોળી થઈને હોળી વાળી પીધુ બાળનું લોઇ;
દુર અહીંથી લઈ જાઓ વધ કારણ છે કોઈરે. કેમ માર્યો.

**તારામતી**—બણેલ નહીં જ્યાં ભૂપતી, ત્યાં નહીં ન્યાય લગાર;
મોત જોતામાં જીવની હાની બહુ થાનાર.
કોણે આ કુકર્મ કર્યું કોને શીર બદનામ;

ચોટ્યું એક શ્લોક આ તે જાંણે શ્રીરામ.
ના કહેવાથી કાંઇ ના સરે રાંકનો અર્થ;
માટે મારો મહીપતી મતી અતી સમર્થ;
હું મરવાથી દુઃખનો થાય સમુળો નાશ,
વેઠ કરી પરઘર ભર્યું પેટ બનીને દાસ.

(અગ્નીસેન કહે છે અરે આ દયાહીન સ્ત્રીએ આપણા કુંવર-નો વધ કર્યો, માટે તેનો સ્મશાણ ભુમીમાં લેઇ જઈ વધ કરો.) કાળસેન લેઇ જાય છે. ને હરીશ્ચંદ્રને સોંપે છે.

પડદો પડ્યો.

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—સ્મશાંણ ભુમી.

હરીશ્ચંદ્ર—તારામતી ને પછીથી મુની વીશ્વામીત્ર, વશીસ્ટ, ઇંદ્ર, વીગેરે.

**હરીશ્ચંદ્ર**—હે સ્ત્રી તારી જીંદગીનો અંત આવ્યો માટે હવે તું પ્રભુ-નું ભજન કરી લે એમ કહી તલવાર ઉગામી મારવા જાયછે છતાં જરા આચકો ખાવાથી તલવાર ઉગામી ઉભેલા હરી-શ્ચંદ્ર પ્રતે.

**રાગ વણજારો.**

**તારામતી**—જરા રોકોન આપનો, હાથ હો પ્રાણ પ્યારા જી
મારો મારો મને તરવાર, હૈયાહાર મારારે.

મોત પીયુના હાથથી થાય, હો પ્રાણ પ્યારારે;
તેમાં કોણ લગાડે વાર, હેવાદાર મારારે.
( ગને મારીને રથડા ખેડરે બાળા) એ રાહ.

**હરીશ્ચંદ્ર**—દશા તારી થઇ શી આગ, રે પ્રાણ પ્યારીરે;
ફેગ આવ્યું શીર બદનાગ, રે પ્રાણ પ્યારીરે.
કર લેવા અગનીસેન પાસ, રે પ્રાણ પ્યારીરે;
ગઈ ફેગ કરી બાળલાશ, રે પ્રાણ પ્યારીરે.
વગર વાંકે ન આવે આળ, રે પ્રાણ પ્યારીરે
નકિક માર્યો હશે તેં બાળ, રે પ્રાણ પ્યારીરે.

**તારામતી**—દીઠો હતો મેં રસ્તામાં બાળ, પીયુ પાતળારે;
જોઇ પડી પેટમાં ફાળ, પીયુ પાતળારે.
કોણે કીધો હશે એનો કાળ, પીયુ પાતળારે,
એટલામાં આવ્યો રક્ષપાળ, પીયુ પાતળારે.
ઠરી ચોર હું આવે સમે, પીયુ પાતળારે;
કરો ઘાત વીગાસો ન તમે પીયુ પાતળારે.

## દોહરો.

**હરીશ્ચંદ્ર**—રે આ હાથે હું કરૂં, પ્યારી તારી ઘાત;
સુશીળ સૂગાત્રી પ્રીયા, સાહ્ય કરે જગનાથ.

(ફરી મારવા જાયછે. એટલામાં વીશ્વામીત્ર પરતક્ષ થાયછે.)

## સોરઠો.

**વીશ્વામીત્ર**—શીદ મારે તું નાર, જરા વિચ્યારી લે તુહી;
ક્ષણમાં દેઉ ઉધાર, જરા અસત્ય ભાશણ થતાં.

## રાગ કલ્યાંણ.

( રે જગતપતી આપ સન્ગતી એ રાહ. )

હરીશ્ચંદ્ર—રે કદી ગરો થાય તે ખરો, છોડવાનો સત નથી ચાહ્ય તે કરો.
રામ બાણુ કદી પાછું ફરે જો, કૃષ્ણ ચક્ર નીર્વાણુ;
સૃષ્ટીનો સૈ રક્ષણુ કરતા, પશ્ચીમ ઉગે ભાણુ. રે કદી ગરો.
મેઘ તણાં નીર નીચે પડતાં, મોભે ચડવા જાય;
હેમ અંગ કદી કાટ ચડે પણુ હુંથી ના બોલાય. રે કદી ગરો.
જનક કુમારી દ્રૌપદી નારી, ઉગીયા લક્ષ્મી જેહ;
પતિવ્રતાનો ધર્મ તજી બીજા શું કરશે નેહ. રે કદી ગરો.
જુઠુ ભાશણુ કરવા પહેલાં કેમ પડે ના કાગ;
રે મુનીશ્વર ઇશ્વર સમ ગારે હુંથી એ નહી થાય. રે કદી.
સર્વીતા ઉલટી વહેતા ગાંડે જાય ધરા રસાતાલ;
નિદ્રી જો મર્યાદા મુકે કુમારી જણુને બાળ. રે કદી ગરો.
દુખ સુખની જોડી તે મીથ્યા કદી નથી થાનાર;
હરીશ્ચંદ્રના ઘટમાં પ્રાણુ છતાં નહી જુઠ વદનાર. રે કદી ગરો.
આકીનથી ફળ મળે ઉમદા મોતીભાઈ વિચ્યારે;
આકીનથી દમયંતી પામ્યો ફરી નળરાજા ધારો. રે કદી.
આકીનથી વનરાજ ચાવડે સર ગુજરાતને કીધી;
આકીનથી બોડાંણે આણ્યા લક્ષ્મીપત નવ નીધી. રે કદી.
પતિત પાવની ગંગા ગોમતી જેની વચમાં ગાજે;
જેની સામે દ્વારકાંનો રાય રણુછોડ બીરાજે. રે કદી.
તેના શરણુંગતમાં રહી સેવકે કીધું ધ્યાંન;

દુઃખ થયું પણ ગાગર પામ્યો આકીને ઉદયાંશુ. રે કદી.
સભા જનો કોઇ હોય સુધારક તો ભુલ માફી કીજે;
મોતી વિનતી કરી કહે આ જોઇ દાખલો લીજે. રે કદી.

સંપૂર્ણ.

# જાહેર ખબર.

સદગ્રહસ્થોને સુચના આપું છું કે નીચે જણેલી ચોપડીઓ ડાકોર મુકામેથી નીચે સહી કરનાર પાસેથી રોકડી કીંમતે મળશે.

| | કીંમત. |
|---|---|
| ચંદ્રસેન પદ્માવતી નાટક........................ | ૦—૪—૦ |
| પ્રિયાવીરહ.................................... | ૦—૨—૦ |
| અભણુપતી નવી આવૃતી શુદ્ધ ટાઈપથી......... | ૦—૬—૦ |
| રૂપસીંહ કનકદેવી નાટક ઇંગ્લીશ ઉપરથી........ | ૦—૪—૦ |

તે શીવાય ભગનવીરહ તેમજ મીત્રવીરહ ૦॥ આનાની ટીકીટ મોકલવાથી બક્ષીસ મોકલવામાં આવશે.

લી. મોતીભાઇ નાથાભાઇ મહેતા.

ડાકોર.

